# * દિલ તરંગ *

એક અનુભવી વૃદ્ધનાં વાક્યો.

સાંભળશોને ?

( રાગ શેરનો; ગઝલ હરિગીતમાં પણ ગવાશે )

અહાહા ! પ્રેમ હું કૈંને, પુરાવું જેલખાનામાં;
રીબાવું કૈંકને કૈંને. મઝા આપું જનાનામાં.
વિલાસીને વિરાગીને, બધાને જઇ સતાવું છું;
ખરેખર ! વાદીગર જેવા, અજબ નાચો નચાવું છું. ૧

ઓ પ્રેમ!! ખૂની પ્રેમ!! તું તો, લોહીનો તરસ્યો દીસે;
પ્રભુ રૂપે તું છે છતાં, છે ક્યાં દયા તારા વીષે ?
નિર્દય બની નિર્દોષ પર, ખંજર ચલાવે કાં અલ્યા?
દીલેરહમ દર્શાવ કંઇ, આલમ પૂંજે છે તો ભલા. ૨

મયૂર જેવા, કંઈ યોગી, જનો છે કાય કસનારા;
વિલાસી જન ભ્રમર જેવા, બને છે કેદીએ। તારા.
પતંગ સમા, દીવાના કંઇ, જનો છે પ્રાણુ દેનારા;
છતાં છે ક્યાં દયા દીલે ? તને, એ। પ્રેમ ! હત્યારા !! ૩

જ્યાં પ્રેમ છે ત્યાં વ્હેમને, ના સ્થાન દેશો હૃદયમાં;
નહિ તો ઉપજશે વેર પાકું. રે! જરૂર બે ઉભયમાં.
વ્હેમ કેરો વાયડો—એ વાયરો જ્યાં વાય છે;
શત્રુ બને છે સ્નેહીએ।, શાન્તિ સમૂળી જાય છે. ૪

વળગતાં ભૂત પેઠે. ભલભલા જનને ધુણાવું છું;
ઘણા ડાહ્યા રહ્યા છોને, છતાં ગાંડા ગણાવું છું.
લગાવી મેંશ, મોં પર કહુ, જુએ। ! કેવા બનાવું છું ?
ખરેખર! વ્હેમ!! હું નીજને, બીજો "નારદ" મનાવુંછું. ૫

સો વરસના સાચવ્યા પર. ફેરવું છું ધૂળ હું;
બે ઉભય વચ્ચે કલેશને, કંકાસનું છું મૂળ હું.
પ્રેમને। દુશ્મન પુરો હું, "વ્હેમ" મારૂં નામ છે;
ભરમથી ભરમાવું સાૈને, એજ મારૂં કામ છે. ૬

પરતંત્રતાના પીંજરામાં, પ્રેમથી પુરાય છે;
બસ મારી હદમાં આવતાં, સાૈ ભાન ભૂલા થાય છે.
સત્તા ચલાવું એક સરખી, રાયરંક બધા પરે;
સમદૃષ્ટી એવી કોણુ હું ? "નિદ્રા" મધુરી છું, ખરે ! ૭

ક્યારે ? અને કેવી રીતે? દઉં છું પીછોડી પાથરી;
કળી શકે ના કોઈ, તે જાદુઇ શકિત માહરી.
જેવા નચાવું નાચ તેવા, નાચ નાચે છે સહુ;
અનુભવે છે અખિલ આ-આલમ, છતાં અદૃશ્ય રહું. ૮

પધરામણી મારી થતાં, પૂર્વે બગાસાં ખાય છે;
પડતાં મૂકી હું ગોદમાં, જીવ કૈક આવી ભરાય છે.
પ્રેમે પથારીમાં મને. સૌ પૂજતા દેખાય છે;
ભુલી ભલભલા જન ભાન, તાબેદાર મારા થાય છે. ૯

બનેલ જીવ બેભાન હું ને, વશ થયેલો નીરખતાં;
સ્નેહી જનો રડતાં નથી, કે કોઇએ નથી કૂટતાં.
આશા અને શ્રદ્ધા કદી, હુમાં નથી લય પામતાં;
મૃત્યુ, સમાધિ, શાંતિના, હું અવર રૂપ છું છતાં. ૧૦

મૃત્યુ ! અરે !! મૃત્યુ !!! ભલા, ના કોઇએ દેખે તને;
તે છતાં કયમ સૌ બ્હીચે ? આશ્ચર્ય થાયે છે મને.
જો નામ તારૂં સાંભળી, સૌ આટલા ગભરાય છે;
તો તું વળી કેવું હઇશ ? એ પણ સવાલ જ થાય છે. ૧૧

રે ! મોત ! રે !! એ મોતનો, નહિ કોઇએ આદર કરે;
વયવંત હોયે તેય વધુ, જીવવા તણી આશા ધરે.
કડવું કડવું ઝેર જેવું, મોતને જન સૌ ગણે;
સમજાય નહિ, શી ઘેલછા ? લાગી રહી છે લોકને. ૧૨

આબાલ, વૃદ્ધ, યુવાન, જીવ, જંતુ, પશુ, પક્ષી, સહુ;
રે ! નામ તારૂ સાંભળી, કયમ આમ કંપે છે બહુ ?
યમદેવ ! છે તું દેવ તો, કયમ સૌ બીયે તું દેવથી?
એવી ભયાનકતા શી છે? એ ભેદ સમજાતો નથી. ૧૩

ક્યાંથી આવી જાય ક્યાં? દેખાય ના તું કોઇને;
તો કેમ સૌ ગભરાય છે ? આશ્ચર્ય પામુ જોઇને.
જીવતાં બીયે છે તેજ આદર, મોજથી તારો કરે;
તો કેમ આ અપવાદ લે છે? મૃત્યુ! વ્હાલા!! તું, અરે!!! ૧૪

રડે છે સ્નેહીયો સઘળાં, છતાં શાને લઈ જાયે ?
વગર વાંકે અલ્યા ! આતો, જબરજસ્તીજ કહેવાયે.
કહું છુ કરગરી ત્યમ ત્યમ, કઠણ રે આમ કાં થાયે ?
કર્યો છે શો ગુન્હો ? જો તે કહેતો વાત સમજાયે. ૧૫

ખરેખર ! જેમ તાણે તું, જગત આખું તણાયે છે;
ભલા ! દુનિયાંની નજરે આ, જબરજસ્તી જણાયે છે.
અગર સારૂંજ કરે છે તો, જગતને આપ સાબીતી;
કઈ સમજે દીવાનું એ, અને તુંની ટળે ભીતી. ૧૬

જનો જે પાપીઆ છે તે, મને વિકાળ દેખે છે;
મહાભાગી જનો, મુજને, પ્રભુ રૂપેજ લેખે છે.
બીયે છે પાપીઆ જન પુન્યશાળી તો મને પૂજે;
ભયંકર કે નથી નિર્દય, જરા યમદેવ છું હું જે. ૧૭

આ પાપ છે સમજે છતાં, જે પાપથી ડરતા નથી;
રચી પચી રહે સંસારમાં, જે પૂન્ય કંઇ કરતા નથી.
તેવા મહાપાપી જનો, મુજને ભયંકર દેખતા;
જન પુન્યશાળી, મોક્ષ મારાથી સદાયે પામતા. ૧૮

જગત! શાને બીયે છે તું ? દુઃખીનાં દુઃખ કાપે છે;
કરે છે મોક્ષને મધુરી, અજબ એ શાન્તિ આપે છે.
તિરસ્કારો નહિ એને, ઘટે ના મૂર્ખતા આવી;
કરો પરમાર્થ કંઈ પ્યારા ! કહું સાચું જશો ફાવી. ૧૯

અહાહા !! એજ સાવિત્રી, પડી યમદેવને પાયે;
અભય વર મેળવ્યા કેવા ? કહો એ શું કહેવાયે?
ભયકંર જો કહો છો તો, ડરી નહિ કેમ એ અબળા?
ગણે નિર્દય કૃપાળુને, નકામા પાપીઓ નબળા. ૨૦

ભાગી જાણે ટાંટીઆ, ભલભલા બેસી જાય છે;
સૌ આગમન મારૂં થતાં, આકૂળ વ્યાકુળ થાય છે.
અતિ ત્રાસ પામે છે હુંથી, પશુ પક્ષી જીવ જંતુ બધા,
બળિદાન મળતાં અન્નનું, હું શાન્ત પામું છું "ક્ષુધા" ૨૧

વાણીયાભાઈ મને, સૌથી વધારે ખાય છે;
ધોલ મારે તોય હેં હેં, હસી ચાલ્યા જાય છે.
સૌથી સરસ તો વાત એ, ખાનાર જાડા થાય છે.
"ગમ" મહાદેવી તણી, લીલા અજબ ! દેખાય છે. ૨૨

અરેખર! પેટ !! તારી વેઠ તો જબરી જણાયે છે;
જગતના સર્વ જીવો તે, સહુ તુંથી પીડાયે છે.
બીચારા કંઈ બને બાવા, છતાં છોડું નહિ કોને;
સતાવે સર્વને એવું ? અલ્યા ! સરજ્યું તને કોણે ? ૨૩

અજબ ! ઓ પેટ !! તારૂં તો, અજબ તોફાન દેખાયે;
તું ખાતર કૈંક દુઃખ વેઠે, કસે તન કૈંક રીબાયે.
બીચારૂં આ જગત આખું, તું માટે વૈતરાં કરતું;
છતાં ઓ પેટ ! ગોઝારા !! ન તું દિન એક પણ ઠરતું. ૨૪

સ્વાર્થના છળ કપટના, તું પાઠ પઢવે સર્વને;
તું હોત ના તો દુઃખ પણ, ના હોત કોઇ જીવને.
નફ્ટ, તું સમ દેખાય ના, આ જગતમાં કોઇ મને;
ઓ પેટ! ગેબી પેટ !! કહે, ઉપમા કઈ દઉં તુજને ? ૨૫

વગર પૈસે કરાવે વેઠ, એવું પેટ ! આ દમતું;
કરે મહેનત બધા સ્નાયુ, સુખે મીષ્ટાન એ જમતું.
પુરૂ બબ્બે વખત નિત્યે, છતાંયે ખાલીનું ખાલી;
હવે તો બાપજી ! થાકયો, ગયો છું સાવ કંટાળી. ૨૬

જુઓ જરા આ બાજુએ, આવી ઉભી છું હું અહીં;
હું ચાહદેવી કેવી ? કેવી ?? ભૂત જેવી આ રહી.
આબાળથી તે વૃદ્ધ સૌ, મારી મુખે તારીફ કરે;
સૌને ગમુ હું, "સુંદરી" આલમ બધી ઘુંટડા ભરે. ૨૭

ઘરમાં નમે જે નારીને, જઇ હોટલે હુકમો કરે;
સીંગલ ડબલ કે સ્પેસીયલ, આવે તરત ટેબલ પરે.
બીસ્કીટને એકેક બચકે ચા તણા ઘુંટડો ભરે,
વાતો ભલા વીસમી સદીની, કહો લેખક શું કરે ? ૨૮

લાવી મને ધુવે પછીથી, ચલમની અંદર ભરે;
છેડે વીટાળી ચીંથરી. "હાહુ અને હીહી કરે"
સળગું પછી સીટી લગાવે પાંચ દશ ભેગા થઇ;
"બમ્ બમ્" બકે જોઇ મને, એ હાથની અંદર લઈ! ૨૯

ભુલાવી ભાન નીજનું હું લથડીયાં તો ખવાડું છું;
પછી "એંએ અને તેં તેં" બકાવીને પછાડું છું.
બનાવી ગંડુઓ ગદ્ધા, પુરે પુરા ગણાવું છું;
મહાપ્રાક્રમ કરી મૂર્ખા, તણાં નાણાં કઢાવું છું. ૩૦

નાખી મને ધોળી પછી, પ્યાલી ભરી ભરી પાય છે;
કરી કશુંબા પાણી ઉપર, મીઠાઇ અચ્છી ખાય છે.
બે ચાર હાકોરો મળે, પ્હેલું મને સંભારતા;
કટુતાભર્યું હું ના મળું તો ? રહે બગાસાં મારતા. ૩૧

લાવી લસોટે મુજને, મરી મસાલા નાંખી મહીં;
કરી સ્મરણ શિવભોળા તણું, ભરતા પછી પ્યાલો લઇ.
પ્યાલા હીચે બે ત્રણ છતાં, તૃષા જરા છીપે નહિ;
વીસમી સદીના શોખ આવા, શું લખે લેખક અહીં. ૩૨

"ફૂટ ફૂટ" મુખે અમ બોલતા, દારૂ અમારો તાત છે;
ફીટકારીયે તો પણ ખરીદે, એ ખુબીની વાત છે.
ડરીયે નહિ કોથી કદી, હોને ગમે તે નાતના;
"ઘનશ્યામ" ખરીદે તુજને, મૂર્ખા, અલ્યા ! કઇ જાતના? ૩૩

"ચકકર" કહે સુણજો જરા, શાન્તિ થકી ઓ ભાઇઓ !
ચકકર તમારૂં ભમી ગયું, ના ચાલતી ચતુરાઇઓ
સાનમાં સમજાવું છું, તોયે જુઓ ફંદે ફસે;
ગાંડા વધુ આથી બીજા, જોયા નહિ બીજે કશે. ૩૪

"કોઠી કોઠી" કહે મુજને, પણ હાંલીથી છું નાની;
કેવો મારો અજબ ધડાકો ? કરાવું પૈસાનું પાણી.
શું સમજીને કહે છે કોઠી ? દુનીયાં દીવાની જાણી;
"શ્યામ" મૂરખજનોની સંખ્યા, મને બતાવો મહારાણી! ૩૫

માયા મારી ભારી ન્યારી, "રાત છતાંયે કહે બપોર;"
બેટા સાથે બાપા ગાડાં, જુઓ ! પુરેપુરા ઢોર.
લક્ષ્મી કઢાવું મૂર્ખ ઠરાવું, કેવો મારો પ્રબળ પ્રતાપ ?
નથી છોડતા તોયે તુજને, જો જપતા સૌ તારો જાપ. ૩૬

"ફુલખરણી" તો કરે ઇસારા, મૂર્ખા ! પૈસાનીકૂ થઈ,
જા રે જા, ઓ ગમાર ગાંડા ! ઉમર થઈ અકકલ કયાં ગઈ ?
માલ મટોડી પૈસા પહેલા, છુમંતરથી છીનવી લઈ;
સીધાવો; મહાદેવી ! અહીંથી, આપ પ્રતાપે ઉધરસ થઈ. ૩૭

લોભીયાને ખુતવા, દારૂ રૂપી આવ્યો ભૂઓ !
"હવાઇ" કહે પૈસા તમારા, હવામાં ચાલ્યા જુઓ '
ઘર ઘાસ કે રૂ પર પડી હું, આગ પ્રગટાવું જુઓ
"પાણી નથી પાણી નથી," લો કોશને ખોદો કુવો. ૩૮

ધણીને કહે ધાજે અને, જઈ ચોરને કહે નાસજે;
જઈ કહે ત્રીજાને ધાડ આવી છે, અલ્યા ! સંભાળજે.
હે દોસ્ત ! તું દુનિયાં તણી, વાતો ન સાચી માનતો;
કોના કહેવા પર રખે, વિશ્વાસ રાખી વર્તતો. ૩૯

ચાલુ જમાનામાં જુઓ, વગ હોય ત્યાં પગ પેસતો;
વગ વિનાનો આદમી, દુઃખ સર્વ વાતે વેઠતો.
કિંમત કદર નહિ કામની, વગ વસીલો પોશાય છે;
ઘરમાં ઘુસ્યા પરદેશીઓ, દીન દેશીઓ સોસાય છે. ૪૦

ખૂટે ખાવા બની બાવા, કફનમાં અંગ છુપાવે;
કરી સેતાનનાં કામો, કલેજાનેય કંપાવે.
લગાવે પેટમાં પાળી, કંઈ કંઇ દંભ બતલાવે;
વસે "ઘનશ્યામ" લોભી જ્યાં, ધૂતારા આમ બહુ ફાવે. ૪૧

કીધો વિશ્વાસ નારીનો, થયો શું લાભ ભરથરીને ?
કર્યો હદ પાર વિક્રમને, કહ્યું નારી તણું કરીને.
લીધો જોગીવટો પોતે, પ્રગટતાં પાપ પ્યારીનું,
કહે "ઘનશ્યામ" તેથી કે, કહ્યું માનો ન નારીનું. ૪૨

જુઓ ભર્તૃહરિ જેવા, ચરિત્રોથી ગયા હારી;
અને અંજાઇ વિક્રમને, કર્યા હદબ્હાર ધુતકારી.
પ્રગટતાં ભેદ ભામાનો, ભભુકી અંતરે હોળી !!
તજી દઈ રાજ્યગાદીને, ભભુતી ભાઇઓ !!! ચોળી. ૪૩

શુરવીરધીર નર ચતુર પણ, પરનારના પ્યારે પડી;
તનધન કરી ખુવાર આખર જઈ મર્યા ખુણે સડી.
આગ્ના જને વિશ્વાસમાં હાથે પગે પહેરી કડી;
"ઘનશ્યામ" નારી જાતનો, વિશ્વાસ કરશો ના ઘડી. ૪૪

સ્વતંત્રતા પણ આવશે કળીયુગ જ્યાં જામ્યો ખરો;
નારી કહેશે નાથને કે, "લઇ ઘડો પાણી ભરો."
નાચ્યા વિના, થન્ થન્ થનન્ થન્ થન્ નચવશે નાથને;
"ઘનશ્યામ" કરશે ખાખ, નારી પુરૂષના પુરષાર્થને. ૪૫

મોટા તણી મોટાઇમાં, અંજાઇ હા કહેશો નહિ;
ને ખુશામતીયાં હોય જ્યાં, ઘડી એક ત્યાં રહેશો નહિ.
મહેનત કર્યા વીણુ, પાઇ સરખી, કોઇની લેશો નહિ;
ને પાત્ર જોયા વગર કોને, પાઈ પણ દેશો નહિ. ૪૬

હંસ કાળ બળે કદી, જો કાગ ટોળામાં ભળે;
લેખાય નાલાયક નક્રામાં તો થતી માઠી વલે.
ડાહ્યા નરોને તેમ કદી, સંગત મૂરખ જનની મળે.
અપમાન પામે ઉલટું, દુર્જનની સોબતના બળે. ૪૭

"મુશ્કેલ છે જગ જીતવુ" એવું બકે કૈ માનવી;
પણ "સ્હેલ છે જગજીતવું જો કામ જીતે દાનવી."
એ આગને વૈરાગ્યના વારી થકી ઘો હોલવી;
શંશય નથી જગજીતશો, કહી ગયા એમ, અનુભવી. ૪૮

બાલપણ યુવા જતી, વૃદ્ધા અવસ્થા આવતી;
લાલચ ! લટુડી, તોય દીલથી, દૂર સ્હેજે ના થતી.
જેની તેની જ્યારે ત્યારે, આશા દીલમાં થાય છે;
લાલચ મહી લાખો જનો. લપડાપ લાખો ખાય છે. ૪૯

"લક્ષ્મી હશે જો ભાગ્યમાં, ભૂ ખોદતાં મળી આવશે;
કીસ્મત હશે જો કારમુ. તો જે હશે તે પણ જશે."
બેસી રહો ના એમ કહી. પ્રારબ્ધના વીચારમાં;
ખુબ્બી ચલાવો બેવડી, સંસારના વહેવારમાં. ૫૦

રખે ગરદન ઉંચાં કરતો, કદીયે પણ અભીમાને;
ક્ષણીક સત્તા અને સુખથી, ન ચઢતો ભાઇ ! તોફાને.
કરીશ ઉપયોગ ના ઉંધો, રીબાવા દીન દુ:ખીયાને;
અછકલો, બાપુ ! ના બનતો, ઘડી આવી તે જાવાને. ૫૧

કદી ધનવાન બનવાને, ન થાશો ભાઇ ! જુગારી;
મળે ટુકડો સુખે ખાજો, સ્થીતી એ લાખ છે સારી.
નથી કોઈ ઉંચા આવ્યા, હજુ એ રાહ સ્વીકારી;
ગુમાવી ગાંઠની મૂંડી, બન્યા બેહાલ ભીખારી. ૫૨

દીન રાત દુઃખને કષ્ટ વેઠયાં, પણ ઉછેર્યાં વ્હાલમાં;
તે માતતાતની સેવ એકજ; શ્રેષ્ઠ છે કળીકાળમાં.
તન મન થકી સેવા બજાવો, શુદ્ધ ભાવે સર્વદા;
"ઘનશ્યામ" અવસર નહિ મળે, આવો પુનઃ પુનઃ કદા. ૫૩

અમીમય આંખથી પોષી, કર્યા ઉપકાર હા કેવા !
સહુન તે કોણ કરી શકશે ? દુઃખો માતાપીતા જેવાં ?
જુઓ ઉદાર છે કેવાં ? ચહે બદલો નહિ લેવા;
ખરે ! સંસારમાં સાચી, પીતામાતા તણી સેવા. ૫૪

પીતુ ઇચ્છા પુરી કરવા, પ્રતીજ્ઞા કારમી લીધી;
લીધી બ્રહ્મચર્ય દીક્ષા, રાજ્ય ગાદીને તજી દીધી.
વગાડયો જગતમાં ડંકો, અમર પદવીજ લીધી તેં;
બીનસ્વાર્થે પીતુ સેવા, અલૌકીક !! ભીષ્મ ! કીધી તેં. ૫૫

વીરો ! આપ્યુ વચન પાળો, દીપાવા કુખ જનનીની;
બીરાદર ! ક્રોધને બાળો, ગણીને ઝાળ અગ્નીની.
જીવન શાંન્તિ વીષે ગાળો, તજી સોબત પ્રપંચીની;
કરો પરમાર્થને વ્હાલો, કૃપાથાવા પ્રભુજીની. ૫૬

હરિશ્ચંદ્ર જુઓ વચનને, ખાતર દુઃખી કેવા થયા ?
ત્યજ્યું રાજ્ય સુખ વૈભવ, છતાંયે સત્યથી રજ નાડગ્યા.
જેણે વચન ખાતર અહાહા ! તુચ્છ માન્યાં દુઃખને;
છે ધન્ય કરી પાન, દીપવી માતની વીર કુખને. ૫૭

જુઓ હરિશ્ચંદ્ર વેચાયા, અહાહા!! ટેકને માટે;
તને પણ ધન્ય છે, રાજન ! સહ્યાં દુઃખ શીરને સાટે.
છતાં ડગ ના ખસ્યા પોતે બતાવી હદ ધીરજતાની;
પડે દુઃખ ટેકને ખાતર, કહો એ કમ્રતા શાની ? ૫૮

નદીયો તણાં નીર ગ્રીષ્મના. તાપે જુઓ સુકાય છે;
ત્યમ મ્હોં ઉપરનું નુર સૌ. નરનું દુઃખે ઉડી જાય છે.
વર્ષા ૠતુમાં તેજ અવસર, પ્રાપ્ત પાછા થાય છે;
દુઃખ સહન કરતાં સુખ, સામે આવતું દેખાય છે. ૬૯

સંસાર સાગર ખેડવાનાં, સાધનો શોધ્યાં નહિ;
દીલે દયા ના દાખવી, પરમાર્થ ના કીધું કંઇ.
અંધારામાં અથડાઇ, કાળાં-કામ કરતાં ના ડર્યા;
"ઘનશ્યામ" પછી તો ભોગવો. જે 'ર્મ છે હાથે કર્યાં. ૬૦

ખપ જેટલું જે બોલતાં, મીંઠા જગે કહેવાય છે;
બહુ બોલતા જેઓ ખરે ! વક્કર વગરના થાય છે.
સુઝતું નથી રસ્તો કયો, લેવો હવે આ બે મહીં,
કહો વર્તવું કઈ રીતથી? અનુભવી કો, શકશે કહી? ૬૧

મુખ માલીકે દીધું છતાં, જે બોલતા અચકાય છે;
પૂછ્યા છતાં બોલે નહિ, તે "મુમડા" કહેવાય છે.
દીન ભર ચઢેલું મુખ લાગે, મુમડા માણુસ તણું,
"ઘનશ્યામ" મુમડા ના થશો, ના ન્હોરશો મુંગાપણું. ૬૨

ક્રોધ છે વીષમય કટોરો, હસ્તમા ના ઝાલશો;
એ ક્રોધરૂપી નાગ કાળો, ભાઈઓ ! ના પાળશો.
એ કાળ કુતરો ક્રોધનો, કરડે નહિ સંભાળજો;
વીનાશ નહિ તો ઉપજશે, એ ક્રોધનું મોહોં બાળજો. ૬૩

શિરછત્ર શ્રી તેને કહો, જે ભલ સુધારે આપણી;
શિરછત્ર શ્રી તેને કહો, નહિ નજર જેના પાપની.
શિરછત્ર શ્રી તેને કહો, જે કટુ વચન કહે ના કદા,
શિરછત્ર શ્રી તેને કહો "ઘનશ્યામ" ટાળે આપદા. ૬૪

ધન્ય છે તેને કહો વાણી મીઠી જે વાપરે;
ધન્ય છે તેને કહો દિલથી દયા ના પરહરે
ધન્ય છે તેને કહો, ઉપકાર અપકારે કરે;
ધન્ય છે તેને કહો "ઘનશ્યામ" ધૈર્ય દુઃખે ધરે. ૬૫

આપો સમયને માન, આનંદી રહીને સર્વદા;
આપો સમયને માન આવે છો ભલેને આપદા
આપો સમયને માન, સ્થીતિ નીજ તણી વીચારીને;
આપો સમયને માન કહે "ઘનશ્યામ" વિનય વધારીને; ૬૬

એળે ગયો અવતાર જેણે, પ્રેમ પ્યાલો ના પીધો;
એળે ગયો અવતાર જેણે, પરોપકાર ન કૈં કીધો.
એળે ગયો અવતાર જેણે, પાપનો રસ્તો લીધો;
એળે ગયો અવતાર જેણે, ઇષ્ટ વીસારી દીધો. ૬૭

જીંદગી રદ્દ જાણવી, જેની ન જનની જગતમાં;
જીંદગી રદ્દ જાણવી, વાંઢા તણી આ વખતમાં.
જીંદગી રદ્દ જાણવી, કંજુસ છે જે ધન છતાં;
જીંદગી રદ્દ જાણવી, રે ! આબરૂને ગુમાવતાં. ૬૮

ધન્ય છે તે વીરને, જે દેશ ખાતર પ્રાણ દે;
ધન્ય છે તે વીરને, જે પાત્ર જોઇ દાન દે.
ધન્ય છે તે વીરને, પ્રભુ ભજનમાં જે ધ્યાન દે;
ધન્ય છે તે વીરને, જે સર્વને શુભ જ્ઞાન દે. ૬૯

રખે ડરતો તું દુનીયાંથી, કદી સતકાર્ય કરવામાં,
રખે ડરતો તું દુનીયાંથી, ભુમિહિત કાજ મરવામાં.
રખે ડરતો તું દુનીયાથી, દુઃખીની દાઝ ધરવામાં;
રખે ડરતો તું દુનીયાંથી, વચન સાચું ઉચરવામાં. ૭૦

"પ્રભુ જે કંઈ કરે છે તે, બધું સારાજ માટે છે."
હિતેચ્છુ એ હરીને તું, અરે ! અપવાદ કાં દેછે ?
ભલે સ્વાર્થી જનો નીંદે, છતાં નીંદા સ્વીકારે છે;
પુરો પરમાર્થી તું પ્યારા ! સહુનું હિત ઇચ્છે છે. ૭૧

પ્રભુનું નામ લેવામાં, જગત નીંદે તને શાને ?
અગર નીંદે ભલે નીંદે, નહિ જીતુ તું દુનીયાને.
સ્તવે નીંદે ભલે છોને, તને શું લાગવાનું છે ?
પ્રભુના ગાનમાં પ્યારા ! બીજુ શુ માગવાનું છે ? ૭૨

દુઃખમય દીસે સંસાર તો, દુઃખમય જીવન વીતાવવું;
સુખ સત્યથી આવી મળે તો, તે તણા ભોકતા થવું.
નમણાઈ ન્યાય અને નીતી, ધરી વચન બોલ્યું પાળવું;
"ઘનશ્યામ" સાહાઇ ધરીને, સત્ય પંથે ચાલવું. ૭૩

ડરીશમા દીલમાં શાણા ! પ્રભુ છે સત્યનો બેલી;
ન ભય પામીશ અપવાદે, હરી હરશે તું મુશ્કેલી.
ન કર અફસોસ ઓ પ્યારા ! સુધરશે બાજી બગડેલી;
ન સત્ છોડીશ પ્રાણાંતે, ભલે દુનીયાં બકે ઘેલી. ૭૪

દીલાસા આપી સંતોષો, દુઃખીનાં દુઃખ નીવારો;
ન દેખો કોઇના દોષો, નમી ગુણ લ્યો ગ્રહી સારો.
દયા ને દીનતા પોષો, તજી અભીમાનને યારો;
જરૂર જગદીસને જોશો, તરી ભવસિંધુ આ ખારો. ૭૫






એકજ વખત વાંચ્યા પછી, ફરી વાંચવા દીલ થાય છે;
દીલ ચસપ દીલ ડોલાવનારી, "વિરહ વાણી" છપાય છે.
શૃંગાર વીર કરૂણા રસે, ભરચક ભરી દેખાય છે;
સુંદર મધુર બે ચીત્ર સાથે, "વિરહ વાણી" છપાય છે.

## રખે ચુકતા!!

**સુંદર પૂઠું, બે મનહર ચીત્ર**

—: છતાં :—

**મૂલ્ય માત્ર બે આના.**

---

મુદ્રક:—ભાઈલાલ ઝવેરભાઈ પટેલ.
મુદ્રણસ્થાન:—નવયુગ મુદ્રણાલય, લીમડાચોક—સુરત.